मंति वा' प्राणन्ति वा, आभ्यन्तरिकश्वासोच्छ्वासं गृह्णन्ति, 'ऊससंति वा' उच्छ्वसन्ति वा 'नीससंति वा' निःश्वसन्ति वा, बाह्यश्वासोच्छ्वासं गृह्णन्ति ? उत्तरमाह –' गोयमा ! हे गौतम ! 'जहण्णेणं' जघन्येन 'सत्तण्हं थोवाणं' सप्तभिः स्तोकैः, स्तोक लक्षणं यथा—

"हट्ठस्स अणवगल्लस्स, निरुवकिट्ठस्स जंतुणो ।
एगे ऊसासनीसासे, एस पाणुत्ति वुच्चइ ॥ १ ॥
सत्त पाणूणि से थोवे, सत्त थोवाणि से लवे ।
लवाणं सत्तहत्तरिए, एस मुहुत्ते वियाहिए ॥ २ ॥

छाया—हृष्टस्य अनवग्लानस्य, निरुपक्लिष्टस्यजन्तोः ।
एकमुच्छ्वासनिःश्वासं, एषः प्राण इत्युच्यते ॥१॥
सप्तप्राणाः स स्तोकः, सप्तस्तोकाः स लवः ।
लवानां सप्तसप्तत्या एष मुहूर्तो व्याख्यातः ॥२॥

जघन्यस्थितिकानाश्रित्य जघन्यानप्राणादिमानम्, उत्कृष्टस्थितिकानाश्रित्यो-

---

नीससंति वा" बाह्यश्वासोच्छ्वास लेते हैं और छोड़ते हैं ? इसके उत्तरमें प्रभुने उन्हें समझाया कि हे गौतम ! सात स्तोकोंके बाद वे श्वासोच्छ्वास लेते हैं, यह कथन जघन्य कालकी अपेक्षासे कहा गया है । स्तोकका लक्षण इस प्रकारसे है–हृष्टपुष्ट, वृद्धावस्थासे रहित और किसी भी प्रकारके रोगादि उपद्रवसे रहित ऐसे प्राणीका जो एक श्वास और निःश्वास है, उसकी प्राण संज्ञा है । ऐसे सात प्राणोंका एक स्तोक होता है । सात स्तोकोंका एक लव होता है । ७७ लवोंका एक एक मुहूर्त होता- है । श्वासोच्छ्वासका जो यह जघन्य उत्कृष्ट कालका प्रमाण बतलाया गया है वह जघन्यस्थितिवालोंका जघन्य श्वासोच्छ्वास काल होता है

---

લે છે અને છોડે છે ? તથા–"ऊससंती वा नीससंती वा" બાહ્ય શ્વાસોચ્છ્વાસ લે છે અને છોડે છે ? તેના જવાબરૂપે ભગવાને તેમને સમજાવ્યું છે કે હે- ગૌતમ ! તેઓ સાત સ્તોકને આંતરે શ્વાસોચ્છ્વાસ લે છે. આ કથન જઘન્ય- ઓછામાં ઓછા-કાળની અપેક્ષાએ કર્યું છે. સ્તોકનું લક્ષણ આ પ્રમાણે છે– હૃષ્ટપુષ્ટ, વૃદ્ધાવસ્થાથી રહિત, અને કોઇ પણ પ્રકારના રોગાદિ ઉપદ્રવથી રહિત એવા પ્રાણીનો જે એક શ્વાસ અને નિઃશ્વાસ થાય છે તેને 'પ્રાણ' કહે છે. એવાં સાત પ્રાણોનો એક 'સ્તોક' બને છે. સાત સ્તોકનો એક 'લવ' થાય છે. ૭૭ (સત્તોતેર) લવનું એક મુહૂર્ત થાય છે. શ્વાસોચ્છ્વાસનું આ જે જઘન્ય અને ઉત્કૃષ્ટ કાળ પ્રમાણે બતાવ્યું છે તે જઘન્ય સ્થિતિવાળાઓનું જઘન્યની અપેક્ષાએ બતાવ્યા પ્રમાણે હોય છે અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળાઓનું ,ઉત્કૃષ્ટની

त्कृष्टानप्राणादिमानं चावगन्तव्यमिति। 'उक्कोसेणं' उत्कर्षेण 'साइरेगस्स पक्खस्स' सातिरेकेण पक्षेण किञ्चिदधिकैकपक्षेण आनन्ति वा प्राणन्ति वा उच्छ्वसन्ति वा निःश्वसन्ति वा। पुनः पृच्छति-'असुरकुमाराणं भंते!' असुरकुमाराः खलु भदन्त! 'आहारट्ठी' आहारार्थिनः? किमाहाराभिलाषिणः सन्ति?। उत्तरमाह-'हंता' हन्त! हन्त इति स्वीकारार्थे 'आहारट्ठी' आहारार्थिनः सन्ति। अथाहारकालं पृच्छति-'असुरकुमाराणं भंते!' असुरकुमाराणां भदन्त! 'केवइकालस्स' कियत्कालेन 'आहारट्ठे' आहारार्थः=आहाराभिलाषः 'समुप्पज्जइ' समुत्पद्यते? उत्तरमाह-'गोयमा!' हे गौतम! 'असुरकुमाराणां 'दुविहे' द्विविधः-'आहारे' आहारः 'पन्नत्ते' प्रज्ञप्तः, 'तं जहा' तद्यथा-'आभोगनिव्वत्तिए' आभोगनिर्वर्त्तितः आभोगेन=अभिसन्धिना निर्वर्त्तितः=कृतः, 'आहारयामि' इत्यभिलाषपूर्वकं क्रियमाणः। अनाभोगनिर्वर्त्तितः='आहारयामि' इतिविशिष्टाभिलाषमन्तरेणापि वर्षाकाले

और उत्कृष्ट स्थितिवालोंका उत्कृष्ट श्वासोच्छ्वास काल होता है-एक अपेक्षा से कहा गया है। असुरकुमार देवोंके श्वासोच्छ्वासका उत्कृष्ट काल एक पक्षसे कुछ अधिक है ऐसा जानना चाहिये।

"असुरकुमार आहारार्थी होतें हैं?" पुनः गौतमस्वामी इस प्रश्नको पूछते हैं। प्रभुने इस प्रश्नका उत्तर देते हुए उन्हें समझाया कि हे-गौतम! असुरकुमार आहारार्थी होते हैं। "हंता" पद स्वीकार करनेके अर्थमें आया है। असुरकुमारदेवोंको कितने कालके बाद आहारकी अभिलाषा होती है? तो इस प्रश्नका उत्तर यह है कि असुरकुमारदेवोंका आहार दो प्रकारका होता है-एक आभोगनिर्वर्तित और दूसरा अनाभोगनिर्वर्तित। "मैं आहार करूँ" इस प्रकारकी अभिलाषासे जो आहार किया जाता है वह आभोगनिर्वर्तित आहार है। और जो आहार

અપેક્ષાએ બતાવ્યા પ્રમાણે હોય છે. અસુરકુમાર દેવોના શ્વાસોચ્છ્વાસનો ઉત્કૃષ્ટ કાળ એક પક્ષ (પખવાડિયા)થી થોડો વધારે છે એમ સમજવુ.

વળી ગૌતમ સ્વામી આ પ્રમાણે પૂછે છે-અસુરકુમારોને આહારની ઈચ્છા થાય છે ખરી? તે પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન સમજાવે છે કે હે ગૌતમ! અસુરકુમારોને આહારની ઈચ્છા થાય છે. "हंता" પદ સ્વીકારના અર્થમાં વપરાયું છે. અસુરકુમાર દેવોને કેટલા સમયે આહારની ઈચ્છા થાય છે? તેના જવાબમાં કહ્યુ છે કે અસુરકુમાર દેવોનો આહાર બે પ્રકારનો હોય છે-(૧) આભોગ નિર્વર્તિત અને (૨) અનાભોગનિર્વર્તિત. "હું આહાર કરૂં" એ પ્રકારની ઈચ્છા-પૂર્વક જે આહાર કરાય છે તેને આભોગનિર્વર્તિત આહાર કહે છે. અને "હું આહાર કરૂં" એ પ્રકારની વિશિષ્ટ અભિલાષા વિના પણ જે આહાર લેવાતો

प्रचुरतर मूत्रादिनाऽभिव्यज्यमानशीतपुद्गलाद्याहारवज्जायमान . आहारः, अस्य विशेषार्थस्तु अत्रैव एकादशसूत्रगतनारकप्रकरणटीकातोऽवसेयः । 'तत्थणं जे से' तत्र खलु योऽसौ 'अणाभोगनिव्वत्तिए' अनाभोगनिर्वर्त्तितः सः 'अणुसमयं' अनुसमयं = प्रतिक्षणं निरन्तरातितीव्रक्षुधावेदनीय कर्मोदयात् ओजआहारादि प्रकारेण 'अविरहिए' अविरहितं=विरहवर्जितं निरन्तरमित्यर्थः'आहारट्ठे'आहारार्थः= आहाराभिलाषः 'समुप्पज्जइ' समुत्पद्यते। 'तत्थ णं जे से' तत्र खलु योऽसौ 'आभोगनिव्वत्तिए' आभोगनिर्वर्त्तितः=इच्छापूर्वकं जायमान आहाराभिलाषः 'जहन्नेणं' जघन्येन 'चउत्थभत्तस्स' चतुर्थभक्तेन-एकोपवासव्यवधानेन समुत्पद्यते, इदं जघन्यस्थितिमाश्रित्योक्तम्। 'उक्कोसेणं' उत्कर्षेण 'साइरेगस्स वाससहस्सस्स' सातिरेकेण वर्षसहस्रेण=किञ्चिदधिकैकसहस्रवर्षपरिमितेन कालेन 'आहा-

"मैं आहार करूँ" इस प्रकारकी विशिष्ट अभिलाषाके बिना भी होता रहता है, वह अनाभोगनिवर्तित आहार है। यह आहार वर्षाकालमें प्रचुर मूत्रादि द्वारा अभिव्यज्यमान शीतपुद्गलोंके आहारकी तरह होता है। इसका विशेषार्थ इसी शास्त्रके ११ ग्यारहवें सूत्रकी टीकामें नारक प्रकरणमें कहा है। अतः वहांसे समझलेना चाहिये। इन आहारोंमें जो अनाभोगनिवर्तित आहारकी इच्छा है वह प्रतिक्षण-निरन्तर-अतितीव्र क्षुधावेदनीय कर्मके उदयसे ओज आहारादि प्रकारसे निरन्तर उत्पन्न होती रहती है। अर्थात् उसमें एक समयका भी अन्तर नहीं आता है। तथा-जो आभोगनिवर्तित आहार होता है वह जघन्यसे एक उपवासके व्यवधानसे होता है। एक उपवासके अन्तरसे जो आहार होता है वह जघन्यस्थितिकी अपेक्षासे कहा गया जानना चाहिये। तथा उत्कृष्टसे आभोगनिवर्तित आहार होता है उसका प्रमाण कुछ अधिक एक हजार

રહે છે તેને અનાભોગ નિવર્તિત આહાર કહે છે તે આહાર વર્ષાઋતુમાં પ્રચુર (મોટા પ્રમાણમાં) અભિવ્યજ્યમાન શીત પુદ્ગલોના આહારના જેવો હોય છે. તેનો વિસ્તૃત અર્થ આ શાસ્ત્રના ૧૧માં સૂત્રની ટીકામાં-નારક પ્રકરણમાં-કહેલ છે. તો જિજ્ઞાસુઓએ તે ત્યાંથી વાંચી લેવો. તેમાંનો જે અનાભોગનિવર્તિત આહાર છે તેની ઇચ્છા નિરંતર થયા કરે છે. અતિતીવ્ર ક્ષુધાવેદનીય કર્મના ઉદયથી તેની ઇચ્છા પ્રતિક્ષણ થયા કરે છે. એટલે કે એક ક્ષણનું પણ અંતર તેમાં પડતું નથી. તથા આભોગનિવર્તિત આહાર ઓછામાં ઓછા એક ઉપવાસને આંતરે લેવાય છે. એક ઉપવાસને આંતરે જે આહાર બતાવ્યો છે તે જઘન્ય સ્થિતિની અપેક્ષાએ કહ્યો છે. ઉત્કૃષ્ટની અપેક્ષાએ આભોગનિવર્તિત આહાર એક હજાર વર્ષથી થોડા વધુ સમયને આંતરે લેવાય છે.

रट्ठे' आहारार्थः=आहाराभिलापः 'समुप्पज्जइ' समुत्पद्यते, इदमुत्कृष्टस्थितिमाश्रित्योक्तम्। पुनराहारविषये पृच्छति-'असुरकुमारा णं भंते!' असुरकुमाराः खलु हे भदन्त! 'किं आहारं' कमाहारं 'आहारेंति' आहारयन्ति कीदृशमाहारं कुर्वन्तीत्यर्थः, भगवानाह-'गोयमा' हे गौतम! 'दव्वओ' द्रव्यतः 'अणंतपएसियाइं' अनन्तप्रदेशिकानि=अनन्तप्रदेशयुक्तानि द्रव्याणि आहारयन्तीति सम्बन्धः। एवं 'खित्तकाल भाव' क्षेत्रकाल विषये 'पन्नवणागमेणं' प्रज्ञापनागमेन-प्रज्ञापनासूत्रोक्तालापकेन विज्ञेयम्। 'सेसं' शेषम्=अवशिष्टम् आहारविषयादन्यत् सर्वं 'जहा नेरइयाणं' यथा नैरयिकाणां=नैरयिकप्रकरणे यथा प्रतिपादितं तथा विज्ञेयम्, कियत्पर्यन्तमित्याह-'जाव' इत्यादि, 'जाव' यावत् पुद्गलप्रश्नः समायाति तावद्

वर्षका है। अर्थात् इतना समय निकल जानेके बाद वह आहार होता है। तात्पर्य कहनेका यह है कि असुरकुमारोंको—जिनकी उत्कृष्ट स्थिति है-उन्हें कुछ अधिक एक हजार वर्ष निकलजाने पर आहारकी अभिलाषा उत्पन्न होती है।

आहारके ही विषयमें पुनः गौतम स्वामी प्रभुसे प्रश्न करते हैं कि हे भदन्त! असुरकुमारोंका आहार कैसा होता है? इसके उत्तरमें प्रभु उनसे कहते हैं कि हे गौतम! द्रव्यकी अपेक्षा उनका आहार अनन्त प्रदेश युक्त द्रव्योंका होता है-अर्थात्-अनन्त प्रदेश युक्त द्रव्योंका वे आहार करते हैं। इसी तरहसे क्षेत्रकालके विषयमें प्रज्ञापनासूत्रमें जो आलापक कहा गया है उससे जानना चाहिये। तथा आहार विषयसे अवशिष्ट और विषय नारक जीवोंके प्रकरणमें जैसा प्रतिपादित हुआ है वैसा ही जानना चाहिये। और यह "यावत्" पाठ पर्यन्त अर्थात्

એટલે કે એટલો સમય વ્યતીત થયા પછી તે આહાર લેવાય છે. તેનો ભાવાર્થ એવો છે કે-ઉત્કૃષ્ટ સ્થિતિવાળા અસુરકુમારોને એક હજાર વર્ષથી થોડો વધુ સમય વ્યતીત થાય ત્યારે આહાર લેવાની ઇચ્છા થાય છે.

આહારના વિષયમાં વળી ગૌતમ સ્વામી પ્રભુને પ્રશ્ન પૂછે છે-"હે ભદન્ત! અસુરકુમારોનો આહાર કેવો હોય છે?" તેના જવાબમાં પ્રભુ કહે છે કે હે-ગૌતમ! દ્રવ્યની અપેક્ષાએ તેમનો આહાર અનંત પ્રદેશયુક્ત દ્રવ્યોનો હોય છે-એટલે કે અનંત પ્રદેશવાળાં દ્રવ્યોનો આહાર તેઓ કરે છે. એજ પ્રમાણે ક્ષેત્ર અને કાળના વિષયમાં પ્રજ્ઞાપના સૂત્રમાં જે કથન કર્યું છે તે પ્રમાણે સમજવું. તથા આહાર સિવાયના વિષયોનું કથન નારક જીવોના પ્રકરણમાં પ્રતિપાદિત કર્યા પ્રમાણે સમજવું. અને તે "યાવત્" પાઠ સુધી-એટલે કે પુદ્ગલના પ્રશ્નો આવે ત્યાં સુધી સમજવું.

विज्ञेयम् । अथ पुद्गलविषयेपृच्छति–'तेणं तेसिं पोग्गला' ते खलु तेषां पुद्गलाः आहारतया गृहीतास्ते पुद्गलाः 'कीसत्ताए' कीदृशतया=कीदृशाकारेण 'भुज्जो भुज्जो' भूयो भूयः पौनः पुन्येनवारंवारमिति यावत्, 'परिणमंति' परिणमन्ति=परिणामं प्राप्नुवन्ति ? उत्तरमाह—'गोयमा !' हे गौतम ! तेषां ते आहारतया गृहीताः पुद्गलाः 'सोइंदियत्ताए' श्रोत्रेन्द्रियतया 'जाव' यावत् 'फासिंदियत्ताए' स्पर्शेन्द्रियतया, यावच्छब्देन 'चक्खिंदियत्ताए, घाणिंदियत्ताए, जिब्भिंदियत्ताए' इत्येतेषां संग्रहः, छाया–चक्षुरिन्द्रियतया, घ्राणेन्द्रियतया, जिह्वेन्द्रियतया परिणमन्तीत्यग्रेण सम्बन्धः । पुनश्च इन्द्रियतया परिणतास्ते पुद्गलाः 'सुरूवत्ताए' सुरूपतया=शरीरसौन्दर्यतया 'सुवण्णत्ताए' सुवर्णतया, गौरादिशोभनवर्णतया, 'इट्ठत्ताए' इष्टतया=मनोहराकृतितया, 'इच्छियत्ताए' ईप्सिततया=मनोऽभिलषिततया 'कंतत्ताए' कान्ततया=कान्तियुक्ततया, 'पियत्ताए' प्रेमोत्पादकतया 'मणुन्नत्ताए' मनोज्ञतया=मनोहरतया 'मणामत्ताए' मन आमतया–दर्शकजना-

पुद्गलके प्रश्न आने तक समझना चाहिये। गौतम स्वामीने पुनः जब प्रभुसे प्रश्न किया कि हे भदन्त ! आहाररूपसे गृहीत वे पुद्गल किसरूपसे वार २ परिणमते हैं ? तब प्रभुने फरमाया कि हे गौतम ! उन असुरकुमारों द्वारा आहाररूपसे गृहीत पुद्गल श्रोत्रेन्द्रियरूपसे यावत् स्पर्शनेन्द्रियरूपसे परिणमते हैं। यहां यावत् शब्दसे "चक्खिंदियत्ताए, घाणिंदियत्ताए, जिब्भिंदियत्ताए" इनका संग्रह हुआ है। इसका तात्पर्य यह है कि वे पुद्गल चक्षुरिन्द्रियरूपसे, घ्राणेन्द्रियरूपसे, जिह्वाइन्द्रियरूपसे परिणमते हैं। इन्द्रियरूपसे परिणत हुए ये पुद्गल शारीरिक सौन्दर्यरूपसे, गौरादि शोभनवर्णरूपसे, मनोहर आकृतिरूपसे, मनोभिलषितरूपसे, कान्ति युक्तारूपसे, प्रेमोत्पादकरूपसे, मनको हरण करनेरूपसे,

ગૌતમ સ્વામી મહાવીર પ્રભુને પૂછે છે કે હે ભદન્ત ! આહારરૂપે ગ્રહણ કરાયેલાં તે પુદ્ગલો કયા રૂપે વારંવાર પરિણમે છે ? તેના જવાબમાં પ્રભુએ કહ્યું કે હે ગૌતમ ! અસુરકુમારો દ્વારા આહારરૂપે ગ્રહણ કરાયેલ તે પુદ્ગલો શ્રોત્રેન્દ્રિયરૂપે, ચક્ષુરિન્દ્રિયરૂપે, ઘ્રાણેન્દ્રિયરૂપે, જિહ્વાઇન્દ્રિયરૂપે અને સ્પર્શનેન્દ્રિયરૂપે પરિણમે છે. મૂળ સૂત્રમાં જ 'यावत्' (સુધી) પદ મૂક્યું છે તે દ્વારા "चक्खिंदियत्ताए, घाणिंदियत्ताए, जिब्भिंदियत्ताए" પદોનો સમાવેશ કરવાનો છે. તેનું તાત્પર્ય એ છે કે તે પુદ્ગલો ચક્ષુઇન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, અને જિહ્વાઇન્દ્રિયરૂપે પરિણમે છે. ઇન્દ્રિયોરૂપે પરિણમેલ તે પુદ્ગલો શારીરિક સૌંદર્યરૂપે, ગૌરાદિ સુંદર વર્ણરૂપે, મનોહર આકૃતિરૂપે, મનોવાંછિત સૌંદર્યરૂપે, કાન્તિયુક્તતારૂપે, પ્રેમોત્પાદકરૂપે, મનને હરણ કરનારરૂપે, દર્શકજનોનાં ચિત્તને પરમા-

ह्लादकतया, 'भिज्झियत्ताए' भिध्यिततया-भिध्या अत्र पिधानादिवदकारलोपस्तेन अभिध्या=लोभः, सा जाता यस्य तत् अभिध्यितं, तस्य भावः अभिध्यिता तया, दिदृक्षा-लोभोत्पादकतया, उड्ढत्ताए' ऊर्ध्वतया=लघुपरिणामतया, किन्तु 'नो अहत्ताए' नाधस्तया=न गुरुपरिणामतया, 'सुहत्ताए' सुखतया=सुखरूपेण परन्तु 'नो दुहत्ताए' न दुःखतया-न दुःखरूपेण 'भुज्जो-भुज्जो' भूयो भूयः 'परिणमंति' परिणामं प्राप्नुवन्ति। पुनः पृच्छति-'असुरकुमारा णं भंते' असुरकुमाराणां हे भदन्त! 'पुव्वाहारिया' पूर्वाहृताः = पूर्वमाहारतया गृहीताः 'पोग्गला' पुद्गलाः 'परिणया' परिणताः=परिणामं प्राप्ताः किम्? उत्तरमाह-'असुरकुमाराभिलावेणं' असुरकुमाराभिलापेन=असुरकुमारनामग्रहणेन 'जहा-नेरइयाणं' यथा नैरयिकाणां वक्तव्यता-तथैवात्रविज्ञेया, कियदवधि? इत्याह-'जावचलियं कम्मं निज्जरेंति' यावत् चलितं कर्म निर्जरयन्ति, एतदवधि सर्वं नारकप्रकरणवद् द्वादशसूत्रादारभ्य चतुर्दशसूत्रपर्यन्तं विज्ञेयम् अत्रायमाशयः-

दर्शकजनोंके चित्तको आल्हादक करनेरूपसे, देखनेकी इच्छाको उत्पन्न करनेरूपसे, लघुपरिणामरूपसे, न कि गुरुपरिणामरूपसे, सुखरूपसे न कि दुःखरूपसे वारंवार परिणमते हैं। गौतमस्वामी पुनः पूछते हैं कि हे भदन्त! पूर्वकालमें आहाररूपसे गृहीत हुए पुद्गल क्या परिणामको प्राप्त करचुके होते हैं? प्रभु इस प्रश्नका उत्तर देते हुए उन्हें समझाते हैं कि यह विषय नारकके प्रकरणमें १२वें सूत्रसे लेकर १४वें सूत्रतकके जैसा "चलियं कम्मं निज्जरेंति" यहां तकके पाठसे कहा गया है-वैसा ही वह-विषय यहां पर भी समझना चाहिये। वहां वह विषय नारक जीवोंको लेकर कहा गया है सो नारकके नामके स्थानमें "असुरकुमार" ऐसा नाम लगाकर असुरकुमारोंके पूर्वकालमें गृहीत पुद्गलोंके परिणामके प्रश्नके उत्तरमें लगा लेना चाहिये। "भिज्झियत्ताए" यहां पर पिधान

આનંદ આપવારૂપે, જોવાની ઈચ્છા ઉત્પન્ન કરવારૂપે, ગુરુપરિણામરૂપે નહીં પણ લઘુપરિણામરૂપે, દુઃખરૂપે નહીં પણ સુખરૂપે વારંવાર પરિણમે છે.

વળી ગૌતમ સ્વામી પૂછે છે કે હે ભદન્ત! પૂર્વકાળે આહાર રૂપે ગ્રહણ કરાયેલ પુદ્‌ગલો શું પરિણામને પ્રાપ્ત કરી ચૂકયાં હોય છે?

આ પ્રશ્નના જવાબમાં પ્રભુ તેમને કહે છે કે આ વિષયનું કથન નારકના પ્રકરણમાં ૧૨માંથી ૧૪માં સુધીના સૂત્રોમાં "चलियं कम्मं निज्जरेंति" સુધીના પાઠમાં બતાવ્યા પ્રમાણે સમજવું. ત્યાં તે વિષય નારક જીવોને અનુલક્ષીને કહેવામાં આવેલ છે. તો ત્યાં 'નારક જીવો' ને બદલે 'અસુરકુમાર' પદ મૂકવાથી અસુરકુમારોએ પૂર્વકાળમાં ગ્રહણ કરેલાં પુદ્‌ગલોના પરિણામ વિષેના પ્રશ્નનો

असुरकुमारविषये सर्वाण्यपि प्रश्नोत्तराणि नैरयिकवज्ज्ञेयानि, यतः "ठिईऊसासाहार" इत्यादि गाथा-प्रतिपादितानि चत्वारिंशत्सूत्राणि ४०, "परिणयं चिया" इत्यादि गाथोक्तानि षट्सूत्राणि ६, "भेदियचिया" इत्यादि गृहीतानि अष्टदशसूत्राणि १८, "बंधोदय" इत्यादि गाथा गृहीतानि अष्टौ सूत्राणि ८, तदेवं मिलित्वा द्विसप्तति सूत्राणि नारकप्रकरण कथितानि शेषेषु असुरकुमारादि त्रयोविंशति दण्डकेषु समानानि, अतो नारकवक्तव्यत्वेनैव कथितानि ॥ सू०१७॥

## नागकुमारवक्तव्यतानिरूपणम्

मूलम्—नागकुमाराणं भंते ! केवइयं कालं ठिई पण्णत्ता ? गोयमा ! जहण्णेणं दसवाससहस्साइं उक्कोसेणं देसूणाइं दो

---

शब्दकी तरह "अ"का लोप हुआ है। अतः जिस प्रकार पिधानमें अपिधान शब्द माना जाता है उसी प्रकार यहां पर भी "अभिध्या" शब्द माना गया है। 'अभिध्या' शब्दका अर्थ लोभ है। यह लोभ जिसे हुआ है वह अभिध्यित है। अभिध्यितका भाव ही अभिध्यिता है। देखनेकी इच्छाके लोभकी जो उत्पादकता है वही अभिध्यिता है।

असुरकुमारोंकी वक्तव्यताको जो नारकोंकी वक्तव्यतावत् कहा गया है उसका आशय इस प्रकारसे है कि "ठिई ऊसासाहार" इत्यादि गाथामें कहे गये ४०सूत्र, "परिणय चिया" इस गाथामें कहे गये ६सूत्र, "भेदियचिया" इस गाथामें कहे गये १८सूत्र, और "बंधोदय" इत्यादि गाथामें कहे गये ८ सूत्र ये सब ७२ सूत्र नारकके प्रकरणमें आये हैं। सो ये ७२ सूत्र असुरादि २३ दण्डकोंमें समान हैं ॥सू. १७॥

---

ઉત્તર મળી જશે. "भिज्झियत्ताए" અહીં 'પિધાન' શબ્દની જેમ 'अ' નો લોપ થયો છે. તેથી જેમ 'પિધાન'માં 'અપિધાન' શબ્દ માની લેવાય છે તેમ અહીં પણ "अभिध्या" શબ્દ માની લેવાયો છે. "अभिध्या" એટલે લોભ. એ લોભ જેને થયો હોય છે તેને 'अभिध्यित' કહે છે. અભિધ્યિતનો ભાવ જ અભિધ્યિતા છે. જોવાની ઇચ્છાના લોભની જે ઉત્પાદકતા છે તે જ અભિધ્યિતા છે.

અસુરકુમારોના કથનને નારકોના કથન પ્રમાણે કહેવાનો આશય એ છે કે "ठिईऊसासाहार" ઇત્યાદિ ગાથાઓમાં કહેવામાં આવેલાં ૪૦સૂત્ર, "परिणयं चिया" આ ગાથામાં કહેલાં ૬ સૂત્ર, "भेदियचिया" આ ગાથામાં કહેલાં ૧૮ સૂત્રો અને "बंधोदय" ઇત્યાદિ ગાથામાં કહેલાં ૮ સૂત્રો, એ રીતે કુલ ૭૨ સૂત્રો નારક જીવોના પ્રકરણમાં આવી ગયાં છે. તે ૭૨ સૂત્રો અસુરાદિ ૨૩ દંડકોમાં સમાન છે. ॥સૂ. ૧૭॥

पलि ओवमाइं । नागकुमाराणं भंते ! केवइकालस्स आण-मंति वा४, गोयमा ! जहण्णेणं सत्तण्हं थोवाणं उक्कोसेणं मुहुत्त पुहुत्तस्स आणमंति वा ४, नागकुमाराणं आहारट्ठी, हंता ! आहारट्ठी । नागकुमाराणां भंते ! केवइकालस्स आहारट्ठे, समु-प्पजइ, गोयमा ! नागकुमाराणं दुविहे आहारे पन्नत्ते, तं जहा- आभोगनिव्वत्तिए, अणाभोगनिव्वत्तिए य । तत्थणं जे से अणाभोगनिव्वत्तिए से अणुसमयं अविरहिए आहारट्ठे समुप्प-ज्जइ, तत्थणं जे से आभोगनिव्वत्तिए से जहण्णेणं चउत्थभत्त-स्स उक्कोसेणं दिवस पुहुत्तस्स आहारट्ठे समुप्पज्जइ, से सं जहा असुरकुमाराणं जाव नो अचलियं कम्मं निज्जरंति, एवं सुवण्ण कुमारा वि जावथणिय कुमाराणंति ॥सू०१८॥

छाया—नागकुमाराणां भदन्त ! कियत्कालं स्थितिः प्रज्ञप्ता, गौतम ! जघन्येन दशवर्षसहस्राणि उत्कृष्टेन देशोने द्वे पल्योपमे नागकुमाराः खलु भदन्त !

---

नागकुमारवक्तव्यताका निरूपण—

'नागकुमाराणं भंते !' इत्यादि—

(भंते) हे भदन्त ! (नागकुमाराणं केवइयं कालं ठिई पण्णत्ता ?) नागकुमारदेवोंकी स्थिति कितने काल तककी कही गई है ? (गोयमा) हे गौतम ! (जहण्णेणं दसवाससहस्साइं) जघन्यसे दशहजार वर्षकी और (उक्कोसेणं) उत्कृष्टसे (देसूणाइं दो पलिओवमाइं) कुछ कम दो पल्योपमकी कही गई है। (भंते) हे भदन्त ! (नागकुमारा णं केवइ

---

નાગકુમારોના વક્તવ્યનો પ્રારંભ—

(भंते !) હે ભદન્ત ! (नागकुमाराणं केवइयं कालं ठिई पण्णत्ता ?) નાગકુમાર દેવોની ભવસ્થિતિ કેટલા સમયની કહી છે ? (गोयमा !) હે ગૌતમ ! (जहण्णेणं दसवाससहस्साइं) ઓછામાં ઓછી દસ હજાર વર્ષની અને (उक्कोसेणं) વધારેમાં વધારે (देसूणाइं दो पलिओवमाइं) બે પલ્યોપમથી સહેજ ઓછા કાળની કહી છે. (भंते !) હે ભદન્ત ! (नागकुमाराणं केवइकालस्स आणमंति वा४)

कियत्कालेन आनन्ति वा४, गौतम ! जघन्येन सप्तभिः स्तोकैः उत्कृष्टेन मुहूर्त पृथक्त्वेन आनंति वा ४ । नागकुमाराः खलु भदन्त ! आहारार्थिनः ? हन्तः आहारार्थिनः नागकुमाराणां भदन्तः ! कियत्कालेन आहारार्थः समुत्पद्यते, गौतम ! नागकुमाराणां द्विविध आहारः प्रज्ञप्तः, तद्यथा–आभोगनिर्वर्त्तितः, अनाभोगनिर्वर्तितश्च, तत्र योऽसौ अनाभोगनिर्वर्तितः सोऽनुसमयमविरहित आहारार्थः समुत्प-

कालस्स आणमंति वा ४) नागकुमारदेव कितने कालके बाद श्वास लेते हैं और श्वास छोड़ते हैं ? (गोयमा) हे गौतम ! (जहण्णेणं सत्तण्हं थोवाणं, उक्कोसेणं मुहुत्त पुहुत्तस्स आणमंति वा ४) नागकुमारदेव जघन्यसे सात स्तोकोंके बाद और उत्कृष्टसे पृथक्त्व मुहूर्त्तके बाद श्वास लेते हैं और श्वास छोड़ते हैं। (नागकुमारा णं आहारट्ठी) हे भदंत ! नागकुमार आहारके अर्थी होते हैं ? (हंता आहारट्ठी) हां वे आहारके अर्थी होते हैं। (भंते) हे भदंत ! ( नागकुमारा णं केवइ कालस्स आहारट्ठे समुप्पज्जइ ) नागकुमारदेवोंको कितने कालके बाद आहारकी अभिलाषा उत्पन्न होती है ? (गोयमा) हे गौतम ! (नागकुमारा णं दुविहे आहारे पण्णत्ते) नागकुमारोंका दो प्रकारका आहार कहा गया है। (तं जहा) वह इस प्रकारसे है। (आभोगनिव्वत्तिए, अणाभोगनिव्वत्तिए) एक आभोगनिर्वर्तित और दूसरा अनाभोगनिर्वर्तित। ( तत्थणं जे से अणाभोग निव्वत्तिए से अणुसमयं अविरहिए आहारट्ठे समुप्पज्जइ ) इन में जो अनाभोग निवर्तित आहार है। उसकी अभिलाषा नागकुमारों को निरंतर अविलम्ब-

નાગકુમારદેવો કેટલા સમયને આંતરે શ્વાસ લે છે અને શ્વાસ છોડે છે? (गोयमा ! ) હે ગૌતમ! ( जहण्णेणं सत्तण्हं थोवाणं ) નાગકુમારો ઓછામાં ઓછા સાત સ્તોકને આંતરે અને ( उक्कोसेणं मुहुत्तपुहुत्तस्स आणमंतिवा ४ ) વધારેમાં વધારે પૃથકત્વ મુહૂર્તને આંતરે શ્વાસ લે છે અને શ્વાસ છોડે છે. ( नागकुमारा णं आहारट्ठी ) હે ભદન્ત ! નાગકુમારોને આહારની ઇચ્છા થાય છે ખરી ? ( हता आहारट्ठी ) હા, તેમને આહારની ઇચ્છા થાય છે. ( भंते ! ) હે ભદન્ત ! ( नागकुमारा णं केवइकालस्स आहारट्ठे समुप्पज्जइ ? ) નાગકુમારોને કેટલા સમયને આંતરે આહારની ઇચ્છા થાય છે ? ( गोयमा ! ) હે ગૌતમ ! (नागकुमाराणं दुविहे आहारे पण्णते ) નાગકુમારોના આહાર બે પ્રકારના કહ્યા છે ( तं जहा ) તે પ્રકારો આ પ્રમાણે છે—( आभोगनिव्वत्तिए, अणाभोगनिव्वत्तिए ) (૧) આભોગનિવર્તિત અને ( ૨ ) અનાભોગનિવર્તિત. ( तत्थण जे से अणाभोगनिव्वत्तिए से अणुसमयं अविरहिए आहारट्ठे समुप्पज्जइ ) તેમાંનો જે અનાભોગનિવર્તિત આહાર છે તેની ઇચ્છા નાગકુમારોને પ્રતિક્ષણે નિરંતર થયા જ

द्यते, तत्र-योऽसौ आभोगनिर्वर्तितः सजघन्येन चतुर्थभक्तेन उत्कृष्टेन दिवसपृथक्त्वेनाहारार्थः समुत्पद्यते, शेषं यथा असुरकुमाराणाम्, यावत् नो अचलितं कर्म निर्जरयंति एवं सुवर्णकुमाराणामपि यावत् स्तनितकुमाराणामिति ॥सू० १८॥

टीका—नागकुमारवक्तव्यतामाह–'नागकुमाराणं भंते' इत्यादि।—'नागकुमाराणं भंते' नागकुमाराणां भदन्त! 'केवइयं कालं' कियन्तं कालं 'ठिई' स्थितिः 'पन्नत्ता' प्रज्ञप्ता?। उत्तरमाह–'गोयमा' हे गौतम! नागकुमाराणां स्थितिः 'जहन्नेणं' जघन्येन 'दसवाससहस्साइं' दशवर्षसहस्राणि 'उक्कोसेणं'

---

रूपसे उत्पन्न होती रहती है। (तत्थणं जे से आभोगनिव्वत्तिए से जहण्णेणं चउत्थभत्तस्स, उक्कोसेणं दिवसपुहुत्तस्स) तथा जो आभोगनिर्वर्तित आहार है उसकी अभिलाषा जघन्यसे एक दिवसके बाद और उत्कृष्टसे दिवसपृथक्त्वके बाद होती है। (सेसं जहा असुरकुमाराणं जाव नो अचलियं कम्मं निज्जरंति, एवं सुवण्णकुमाराणं वि जाव थणियकुमाराणंति) बाकीका समस्त विषय असुरकुमारोंकी तरह "यावत् नो अचलियं कम्मं निज्जरंति" यावत् अचलित कर्मकी निर्जरा नहीं करते हैं" यहां तकके पाठके समान जानना चाहिये। इसी तरहसे सुवर्णकुमारोंके विषयमें भी स्थिति आदिकी समानता जाननी चाहिये। यह समानता यावत् स्तनितकुमारों तक जाननी चाहिये।

टीकार्थ—यहां पर जो 'नागकुमारोंकी कितनी स्थिति कही गई है'? इस प्रश्नका उत्तर दिया गया है उस विषयमें ऐसा जानना चाहिये कि जो उत्कृष्टस्थिति कुछ कम दो पल्योपमकी कही गई है वह उत्तर-

---

કરે છે. (तत्थ णं जे से आभोगनिव्वत्तिए से जहण्णेणं चउत्थभतस्स, उक्कोसेणं दिवस पुहुत्तस्स) તથા જે આભોગનિવર્તિત આહાર છે તેની ઇચ્છા ઓછામાં ઓછા એક દિવસને આંતરે અને વધારેમાં વધારે દિવસ પૃથકત્વને આંતરે થાય છે. (सेसं जहा असुरकुमाराणं जाव नो अचलियं कम्म निज्जरंति, एवं सुवण्णकुमाराणं वि जाव थणियकुमाराणंति) બાકીનો આખો વિષય અસુરકુમારોની જેમ "यावत नो अचलियं कम्मं निज्जरंति"—"અચલિત કર્મની નિર્જરા કરતા નથી" ત્યાં સુધીના પાઠ પ્રમાણે જ સમજવો. એજ પ્રમાણે સુવર્ણ કુમારોના વિષયમાં પણ સ્થિતિ આદિની સમાનતા જાણવી. આ સમાનતા સ્તનિતકુમારો સુધીના વિષયમાં સમજવાની છે.

ટીકાર્થ—આ સૂત્રમાં "નાગકુમારોની સ્થિતિ કેટલી કહી છે?" આ પ્રશ્નના જવાબમાં વધારેમાં વધારે સ્થિતિ બે પલ્યોપમથી થોડી ઓછી કહે-

उत्कर्षेण 'देसूणाइं दो पलिओवमाइं' देशोने द्वे पल्योपमे स्थितिः प्रज्ञप्ता। इयमुत्कृष्ट स्थितिरुत्तरश्रेणिमाश्रित्यावसेया, तदुक्तम्—

"दाहिण दिवड्ढ पलियं, दो देसूणुत्तरिल्लाणं"

छाया—दाक्षिणात्य द्व्यर्धपल्यम्, द्वे देशोने उत्तरीयाणाम्। अयमाशयः—दाक्षिणात्यानां द्व्यर्धं=सार्धैकं पल्यं=पल्योपमंस्थितिरस्ति। उत्तरीयाणां=उत्तरदिग्भवानां देशोनं पल्योपमद्वयमिति। पुनः पृच्छति—'नागकुमारा णं भंते' नागकुमाराः खलु हे भदन्त! 'केवइकालस्स' कियत्कालेन 'आणमंति वा' आनन्ति वा, एवं प्राणन्ति वा उच्छ्वसन्ति वा निःश्वसन्ति वा? उत्तरमाह—'गोयमा' हे गौतम! 'जहण्णेणं' जघन्येन 'सत्तण्हं थोवाणं' सप्तभिः स्तोकैः स्तोकसप्तकपरिमितकालेन, 'उक्कोसेणं' उत्कर्षेण 'मुहुत्तपुहुत्तस्स' मुहूर्तपृथक्त्वेन द्विप्रभृतिरानवभ्यः संख्याविशेषः पृथक्त्वमुच्यते, 'आणमंति वा' आनन्ति वा ४। पुनः पृच्छति—'नागकुमारा णं भंते!' नागकुमाराः खलु हे भदन्त! 'आहारट्ठी' आहारार्थिनः किमाहाराभिलाषिणः सन्ति? इति प्रश्नः। उत्तरमाह 'हंता आहारट्ठी' हन्त आहारार्थिनः। पुनः पृच्छति—'नागकुमाराणं भंते!' नागकुमाराणां हे भदन्त! 'केवइकालस्स' कियत्कालेन 'आहारट्ठे' आहारार्थः=आहाराभिलाषः 'समुप्पज्जइ' समुत्पद्यते? उत्तरयति भगवान् 'गोयमा' हे गौतम! 'नागकुमाराणं' नागकुमाराणां 'दुविहे आहारे' द्विविधः=द्विप्रकारकः आहारः प्रज्ञप्त, 'तं जहा'

---

श्रेणीकी ओर रहे हुए नागकुमारोंकी अपेक्षासे कही गई है। कहा भी है—"दाहिणदिवड्ढपलियं दो देसूणुत्तरिल्लाणं" दक्षिणदिशामें रहे हुए नागकुमारोंकी स्थिति डेढपल्योपमकी है और उत्तरदिशा तरफ रहे हुए नागकुमारोंकी स्थिति कुछ कम दो पल्योपमकी है।

गौतमस्वामीने और भी जो श्वासोच्छ्वासादिके विषयमें प्रश्न किये हैं और प्रभुने जो उनका उत्तर दिया है वह सब सूत्रार्थके समय स्पष्ट ही किया जा चुका है। अतः इस विषयमें और विशेष कोई वक्तव्य

---

વામાં આવી છે. તે ઉત્કૃષ્ટ સ્થિતિ ઉત્તર શ્રેણી તરફ રહેલા નાગકુમારોની અપેક્ષાએ કહેવામાં આવી છે. કહ્યું પણ છે—दाहिण दिवड्ढ पलियं दो देसूणुत्तरिल्लाणं" દક્ષિણ દિશામાં રહેલા નાગકુમારોની સ્થિતિ દોઢ પલ્યોપમની છે અને ઉત્તર દિશામાં રહેલા નાગકુમારોની સ્થિતિ બે પલ્યોપમથી થોડી ઓછી છે.

ગૌતમ સ્વામીએ શ્વાસોચ્છ્વાસ આદિના વિષયમાં બીજા જે પ્રશ્નો પૂછ્યાં છે અને તે પ્રશ્નોના જે જવાબો મહાવીર પ્રભુએ આપ્યા છે તે બધાનું સ્પષ્ટીકરણ સૂત્રાર્થ કરતી વખતે થઈ ગયું છે. તેથી તે બાબતમાં બીજું કંઈ પણ

तद्यथा-'आभोगनिव्वत्तिए' आभोगनिर्वर्त्तितः=इच्छापूर्वकं क्रियमाणः, 'अणाभोग-निव्वत्तिए य' अनाभोगनिर्वर्त्तितश्च, इच्छामन्तरेणापि क्रियमाणः, प्रावृट्काले प्रचुरतर मूत्रादिनाऽभिव्यज्यमानशीतपुद्गलाद्याहार वद् यः सः। 'तत्थ णं जे से' तत्र खलु योऽसौ 'अणाभोगनिव्वत्तिए' अनाभोगनिर्वर्त्तितः 'से' सः 'अणुसमयं' अनुसमयं=प्रतिसमयम् 'अविरहिए' अविरहितं=निरन्तरम् 'आहारट्ठे' आहारार्थः= आहाराभिलाषः 'समुप्पज्जइ' समुत्पद्यते। 'तत्थणं जे से' तत्र खलु योऽसौ 'आभोगनिव्वत्तिए' आभोगनिर्वर्त्तितः 'से' सः 'जहण्णेणं' जघन्येन 'चउत्थभत्तस्स' चतुर्थभक्तेन 'उक्कोसेणं' उत्कर्षेण 'दिवस पुहुत्तस्स' दिवस पृथक्त्वेन 'आहारट्ठे' आहारार्थः 'समुप्पज्जइ' समुत्पद्यते। 'सेसं' शेषम् अवशिष्टं सर्वं 'जहा असुर-कुमाराणं' यथा असुरकुमाराणाम्, असुरकुमारप्रकरणे यथा प्रतिपादितं तथा विज्ञेयमिति। कियत्पर्यन्तमित्याह-'जाव' इत्यादि, 'जाव' यावत् 'नो अचलियं कम्मं निज्जरेंति' नो अचलितं कर्म निर्जरयन्तीति पर्यन्तम्। 'एवं' अनेन प्रकारेण 'सुवण्णकुमाराणंपि' सुपर्णकुमाराणामपि प्रकरणं वाच्यम्। 'जाव' यावत्-यावच्छ-ब्देन-विद्युत्कुमाराः, अग्निकुमाराः, द्वीपकुमाराः, उदधिकुमाराः, दिशाकुमाराः, वायुकुमारा गृह्यन्ते, एषां सर्वेषां तथा 'थणियकुमाराणंति' स्तनितकुमाराणां च वक्तव्यता असुरकुमारवद् विज्ञेयेति ॥ सू०१८ ॥

॥ इति नागकुमारवक्तव्यता निरूपणम् ॥

---

नहीं है। भवनवासी देवोंके ये दश भेद हैं-असुरकुमार, नागकुमार, सुवर्णकुमार, विद्युत्कुमार, अग्निकुमार, द्वीपकुमार, उदधिकुमार, दिशाकुमार, वायुकुमार और स्तनितकुमार। असुरकुमार और नाग-कुमारोंकी स्थिति आदिका वर्णन तो सूत्रकारने यहां किया ही है। अवशिष्ट सुवर्णकुमारादिकोंकी स्थिति आदिका वर्णन उन्होंने "जाव थणियकुमाराणं" इस पाठसे सूचित कर दिया है। तात्पर्य-कहनेका यह है कि विद्युत्कुमार आदिके विषयकी वक्तव्यता असुरकुमारकी तरह ही जाननी चाहिये ॥सू. १८॥

---

કહેવાનું નથી. ભવનવાસી દેવોના આ પ્રમાણે દસ ભેદ છે. અસુરકુમાર, નાગ-કુમાર, સુવર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશાકુમાર, વાયુકુમાર અને સ્તનિતકુમાર અસુરકુમાર અને નાગકુમારોની સ્થિતિ આદિનું વર્ણન સૂત્રકારે અહીં કર્યું છે. સુવર્ણકુમાર આદિ બાકીના દેવોની સ્થિતિ આદિનું વર્ણન તેમણે "जाव थणियकुमाराणं" આ પાઠ દ્વારા સૂચિત કર્યું છે. તેનું તાત્પર્ય એ છે કે વિદ્યુત્કુમાર આદિના વિષયનું વક્તવ્ય અસુરકુમારના વક્તવ્ય પ્રમાણે જ સમજવું ॥ સૂ. ૧૮ ॥

अथपृथिवीकायिकादिनिरूपणम्ः—

मूलम्-पुढवीकाइयाणं भंते ! केवइयं कालं ठिई पण्णत्ता गोयमा ! जहण्णेणं अंतोमुहुत्तं उक्कोसेणं बावीसं वास सहस्साइ पुढवीकाइयाणं भंते केवइकालस्स आणमंति वा पाणमंति वा गोयमा ! वेमायाए आणमंति वा । पुढवीकाइयाणं भंते ! आहारट्ठी, हंता आहारट्ठी । पुढवीकाइयाणं भंते ! केवइकालस्स आहारट्ठे समुपज्जइ, गोयमा ! अणुसमयं अविरहिए आहारट्ठे समुप्पज्जइ । पुढवीकाइया णं भंते ! किं आहारं आहारेंति गोयमा ! दव्वओ जहा नेरइयाणं जाव निव्वाघाएणं छद्दिसिं वाघायं पडुच्चसियतिद्दिसिं सिय चउद्दिसिं सिय पंचदिसिं वन्नओ कालनीलपीतलोहिय सुक्किल्लाइं, गंधओ सुब्भिगंधाइं रसओ तित्ताइयं१, फासओ कक्खडाइयं, सेसंतहेव । णाणत्तं- कइभागं आहारेंति कइभागं फासाइंतिं, गोयमा ! असंखिज्ज भागं आहारेंति । अणंतभागं फासाइंति जाव तेसिं पोग्गल कीसत्ताए भुज्जो भुज्जो परिणमंति, गोयमा! फासिंदिय वेमा यत्ताए भुज्जो भुज्जो परिणमंति सेसं जहा नेरइया णं जाव नं अचलियं कम्मं निज्जरेंति एवं जाव वणस्सइ काइयाणं णव ठिई वण्णेयव्वा जा जस्स, उस्सासो वेमायाए ॥ सू०१९॥

छाया—पृथिवीकायिकानां भदन्त ! कियन्तं कालं स्थितिः प्रज्ञप्ता ?। गौतम

---

पृथिवीकायिकादि जीवों का निरूपण—

'पुढवीकाइयाणं भंते !' इत्यादि ।

(भंते) हे भदन्त ! (पुढवीकाइयाणं केवइयं कालं ठिई पण्णत्ता !) पृथिवीकायिक जीवोंकी स्थिति कितने कालकी कही गई है ? (गोयम

---

પૃથિવી કાયિકાદિનિરૂપણ—

"પુઢવી કાઇયાણં ભંતે" ઇત્યાદિ—

(ભંતે !) હે ભદન્ત ! (પુઢવી કાઇયાણં કેવઇયં કાલં ઠિઈ પણ્ણત્તા ?) પૃથિવી કાયિક જીવોની સ્થિતિ કેટલા કાળની કહી છે ? (ગોયમા !) હે ગૌતમ !

जघन्येन अन्तर्मुहूर्त्तम् , उत्कर्षेण द्वाविंशतिर्वर्षसहस्राणि। पृथिवीकायिकाः खलु भदन्त ! कियत्कालेन, आनन्ति वा प्राणन्ति वा ४, गौतम ! विमात्रया आनन्ति वा प्राणन्ति वा ४। पृथिवीकायिका भदन्त ! आहारार्थिनः हंता आहारार्थिनः। पृथिवीकायिकानां खलु भदन्त ! कियत्कालेन आहारार्थः समुत्पद्यते ? गौतम ! अनुसमयम् अविरहितम् आहारार्थः समुत्पद्यते। पृथिवीकायिकाः खलु भदन्त !

---

हे गौतम ! (जहण्णेणं) जघन्यसे (अंतोमुहुत्तं) अन्तर्मुहूर्तकी और (उक्कोसेणं) उत्कृष्टसे (बावीसं वाससहस्साइं) २२ हजार वर्षकी पृथ्वीकायिक जीवोंकी स्थिति कही गई है। (भंते) हे भदन्त ! (पुढवीकाइयाणं केवइकालस्स आणमंति वा पाणमंति वा) पृथिवीकायिक जीव कितने कालके बाद श्वासोच्छ्वास लेते हैं ? (गोयमा) हे गौतम ! (वेमायाए आणमंति वा) पृथिवीकायिक जीवोंकी श्वासोच्छ्वास क्रियाका कोई समय निश्चित नहीं है क्योंकि वह विषमकालवाली होती है। (पुढवीकाईया आहारट्ठी) पृथिवीकायिक जीव आहारार्थी होते हैं क्या ? (हंता आहारट्ठी) हां आहारार्थी होते हैं ? (पुढवीकाइया णं भंते! केवइकालस्स आहारट्ठे समुप्पज्जइ ?) हे भदन्त ! पृथिवीकायिक जीवोंको कितने कालमें आहारकी अभिलाषा उत्पन्न होती है ? (गोयमा अणुसमयं अविरहिए आहारट्ठे समुप्पज्जइ) हे गौतम ! उनको निरन्तर अविलम्बरूपसे आहारकी अभिलाषा उत्पन्न होती रहती है। (पुढवीकाइयाणं भंते ! किं आहारं

---

(जहण्णेणं) ઓછામાં ઓછી (अंतो मुहुत्तं) અંતર્મુહૂર્તની અને (उक्कोसेणं) વધારેમાં વધારે (बावीसवास सहस्साइ) બાવીસ હજાર વર્ષની પૃથ્વીકાયિક જીવોની સ્થિતિ કહી છે. (भंते!) હે ભદન્ત ! (पुढवी काइयाणं केवइकालस्स आणमंति वा पाणमंति वा ?) પૃથ્વી કાયિક જીવો કેટલા સમયને આંતરે શ્વાસોચ્છ્વાસ લે છે અને છોડે છે ? (गोयमा) હે ગૌતમ ! (वेमायाए आणमंतिवा) પૃથ્વીકાયિક જીવોની શ્વાસોચ્છ્વાસની ક્રિયાનો કોઇ નિશ્ચિત સમય નથી, કારણ કે તે વિષમકાળ વાળી હોય છે. (पुढवीकाईया आहारट्ठी ?) હે ભદન્ત ! પૃથ્વીકાયિક જીવોને આહારની ઇચ્છા થાય છે ખરી ? (हंता आहारट्ठी) હા, તેમને આહારની ઇચ્છા થાય છે. (पुढवीकाईयाणं भंते! केवइकालस्स आहारट्ठे समुप्पज्जइ ?) હે ભદન્ત ! પૃથ્વીકાયિક જીવોને કેટલા કાળે આહાર લેવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે ? (गोयमा। अणुसमयं अविरहिए आहारट्ठे समुप्पज्जइ) હે ગૌતમ ! તેમને નિરન્તર, અવિલમ્બ રૂપે આહારની ઇચ્છા થયા કરે છે. (पुढवीकाइयाणं भंते ! किं आहारं आहारेंति ?) હે ભદન્ત : પૃથ્વી કાયિક જીવો

कमाहारमाहरन्ति, गौतम द्रव्यतो यथा नैरयिकाणाम् यावत् निर्व्याघातेन षड्-दिशम्, व्याघातं प्रतीत्य स्यात् त्रिदिशम्, स्यात् चतुर्दिशं स्यात् पंचदिशम्। वर्णतः काल नील पीत लोहित शुक्लानि, गन्धतः सुरभिगन्धादिकम्, रसतः तिक्तादिकम्, स्पर्शतः कर्कशादिकम्, शेषं तथैव, नानात्वम्-कतिभागमाहारयन्ति

आहारेंति?) हे भदन्त! पृथिवीकायिक किसका आहार करते हैं? (गोयमा) हे गौतम! (दव्वओ जहा नेरइयाणं) पृथिवीकायिकजीव द्रव्यकी अपेक्षासे नारकजीवोंकी तरह अनन्त प्रदेशवाले द्रव्योंका आहार करते हैं (जाव निव्वाघाएणं छद्दिसिं) यावत् वे व्याघात सहित न होंतो छहों दिशाओंसे आहार लेते हैं। (वाघायं पडुच्च) और व्याघात सहित हों तो (सिय तिद्दिसिं) कदाचित् तीन दिशाओंसे (सिय चउद्दिसिं) कदाचित् चार दिशाओंसे (सिय पंचदिसिं) कदाचित् पांच दिशाओंसे आहार लेते हैं (वन्नओ काल-नील-पीत-लोहिय-सुक्किल्लाइं) वर्णकी अपेक्षा-काले, नीले, पीले, लाल तथा हल्दी जैसे रंगवाले और शुक्ल रंगवाले द्रव्योंका आहार लेते हैं। (गंधओ) गंधकी अपेक्षा (सुब्भि गंधाइयं) सुगंधित, दुर्गंधित द्रव्योंका आहार लेते हैं। (रसओ) रसकी अपेक्षा (तित्ताइयं ३) तिक्तादि रसवाले द्रव्योंका आहार लेते हैं। (फासओकक्खडाइं ८) स्पर्शकी अपेक्षा कर्कश आदि स्पर्शोंसे युक्त द्रव्यका आहार लेते हैं। (सेसं तहेव) कहनेसे जो विषय अवशिष्ट रहा है वह नारक जीवोंके आहार संबंधी कथनकी तरह जानना चाहिये।

શેનો આહાર કરે છે? (गोयमा।) હે ગૌતમ! (दव्वओ जहा नेरइयाणं) પૃથ્વી કાયિક જીવો દ્રવ્યની અપેક્ષાએ નારક જીવોની જેમ અનંત પ્રદેશવાળાં દ્રવ્યોનો આહાર કરે છે. (जाव निव्वाघाएणं छद्दिसिं) જો તેઓ વ્યાઘાતયુકત ન હોય તો છએ દિશાએથી આહાર લે છે, (वाघायं पडुच्च) અને વ્યાઘાત સહિત હોય તો (सिय तिद्दिसिं) કોઇ વાર ત્રણ દિશાએથી (सिय चउद्दिसिं) કોઈ વાર ચાર દિશાએથી, (सिय पंच दिसिं) અને કોઇ વાર પાંચ દિશાએથી આહાર લે છે. (वन्नओ काल-नील-पीत लोहिय-सुक्किल्लाइं) વર્ણની અપેક્ષાએ કાળા, નીલા, પીળા, લાલ, હળદર જેવા રંગવાળાં અને સફેદ રંગવાળાં દ્રવ્યોનો આહાર લે છે. (गंधओ) ગંધની અપેક્ષાએ (सुब्भि गंधाइयं) સુગંધિત અને દુર્ગંધિત દ્રવ્યોનો આહાર લે છે. (रसओ) રસની અપક્ષાએ (तित्ताइयं) તિક્તાદિ રસવાળાં દ્રવ્યોનો આહાર લે છે. (फासओ) સ્પર્શની અપેક્ષાએ (कक्खडाइं) કર્કશ આદિ સ્પર્શવાળાં દ્રવ્યોનો આહાર લે છે. (सेसं तहेव) આ સિવાયનું જે કથન બાકી રહેતું હોય તે નારક જીવોના આહાર વિષેના કથન પ્રમાણે જ

कतिभागं स्पर्शयन्ति, गौतम! असंख्येयभागमाहरन्ति, अनन्तभागं स्पृशन्ति यावत्-तेषां पुद्गलाः कीदृशतया भूयो भूयः परिणमंति, गौतम! स्पर्शेन्द्रिय विमात्रतया भूयोभूयः परिणमन्ति शेषं यथा नैरयिकाणाम् यावन्नो अचलितं कर्म

परन्तु नारक जीवोंकी अपेक्षा आहारके विषयमें जो इनके आहारमें (णाणत्तं) भेद है वह इस प्रकारसे है—(कइभागं आहारेंति, कइभागं फासाइंति) हे भदंत! पृथिवीकायिक जीव कितने भागका आहार करते हैं और कितने भागका स्पर्श करते हैं? (गोयमा! असंखिज्जभागं आहारेंति अणंतभागं फासाइंति जाव) हे गौतम! पृथिवीकायिकजीव असंख्यातभागका आहार करते हैं और अनंतवें भागका स्पर्श करते हैं यावत्-(तेसिं पोग्गलाकीसत्ताए भुज्जो २ परिणमंति?) उनके द्वारा आहारके विषयभूत बने हुए पुद्गल किस आकारसे बार २ परिणमते हैं? (गोयमा) हे गौतम। (फासिंदिय वेमायत्ताए भुज्जो २ परिणमंति) वे पुद्गल स्पर्शन इन्द्रियकी विविधतामें बार २ परिणमते रहते हैं। (सेसं जहा नेरइयाणं, जाव नो अचलियं कम्मं निज्जरेंति, एवं जाव वणस्सइ काइयाणं, नवरं ठिई वण्णेयव्वा जाजस्स, उस्सासो वेमायाए) बाकी सब नरकोंकी तरह जानना चाहिये। कहांतक? यावत् अचलित कर्मकी निर्जरा वे नहीं करते हैं यहां तक, इस तरह अप्कायिक, तेजःकायिक, वायुकायिक और वनस्पतिकायिक तक जानना चाहिये। विशेपना यह

સમજવું. પણ નારક જીવોના આહાર કરતાં તેમના આહારમાં જે (णाणत्तं) ભેદ છે તે આ પ્રમાણે છે. (कइ भागं आहारेंति, कइ भागं फासाइंति?) હે ભદન્ત! પૃથિવીકાયિક જીવો કેટલા ભાગનો આહાર કરે છે અને કેટલા ભાગનો સ્પર્શ કરે છે? (गोयमा। असंखिज्जभागं आहारेंति अणंत भागं फासाइति जाव) હે ગૌતમ! પૃથ્વીકાયિક જીવો અસંખ્યાત ભાગનો આહાર કરે છે અને અનંતમાં ભાગનો સ્પર્શ કરે છે. (तेसिं पागला कीसत्ताए भुज्जो २ परिणमंति?) હે ભદન્ત! તેમના દ્વારા આહારના વિષયભૂત બનેલાં પુદ્ગલો ક્યા આકારે વારંવાર પરિણમે છે? (गोयमा।) હે ગૌતમ! (फासिंदिय वेमायत्ताए भुज्जो २ परिणमंति) તે પુદ્ગલો સ્પર્શન ઇન્દ્રિયની વિવિધતામાં વારંવાર પરિણમતાં રહે છે. (सेसं जहा नेरइयाणं, जाव नो अचलियं कम्मं निज्जरेंति, एवं जाव वणस्सइकाइयाणं, नवरं ठिई वण्णेयव्वा जाजस्स उस्सासो वेमायाए) બાકીનું બધું નારકોની જેમ જ સમજવું. ક્યાં સુધી? "તેઓ અચલિત કર્મની નિર્જરા કરતા નથી" ત્યાં સુધી. એ જ પ્રમાણે અપ્કાયિક, તેજઃકાયિક, વાયુકાયિક અને વનસ્પતિ કાયિક સુધીના વિષયમાં સમજવું. તેમાં

निर्जरयन्ति, एवं यावत् वनस्पतिकायानाम् नवरम् स्थितिर्वर्णयितव्या यायस्य, उच्छ्वासो विमात्रया ॥ सू० १९ ॥

टीका—भवनपतीनां स्थित्यादिकं निरूप्य तदनुदण्डकक्रमेण पृथिवीकायिकादीनां स्थित्यादिकं निरूपयितुमाह—'पुढवीकाइयाणं' इत्यादि । 'पुढवीकाइयाणं भंते' पृथिवीकायिकानां भदन्त । 'केवइयं कालं ठिई पण्णत्ता ?' कियन्तं कालं स्थितिः प्रज्ञप्ता ? भगवानाह–'गोयमा !' हे गौतम ! 'जहण्णेणं' जघन्येन 'अंतोमुहुत्तं' अन्तर्मुहूर्त्तम्–अन्तर्मुहूर्त्तपरिमिता स्थितिः प्रज्ञप्ता । अष्टचत्वारिंशत्पल परिमितः कालो मुहूर्त्त उच्यते तत्र यदि एकसमयादेर्न्यूनता भवेत्तावत्परिमितः कालः अन्तर्मुहूर्त्त उच्यते । 'उक्कोसेणं' उत्कर्षेण 'बावीसंवाससहस्साइं' द्वाविंशतिवर्षसहस्राणि=द्वाविंशतिसहस्रवर्षाणि स्थितिः प्रज्ञप्ता । इदं खरपृथिवीमाश्रित्याव-

---

है कि जिसकी जो स्थिति हो वह कहनी चाहिये। उच्छ्वासकालका प्रमाण इनका "इतना है" यह छद्मस्थोंसे नहीं जाना जा सकता है इसलिये इसे विविध प्रकारका कहा गया है।

टीकार्थ—भवनपतियोंकी स्थिति आदिका निरूपण करके उसके बाद दण्डकक्रमसे पृथिवीकायादिकोंकी स्थिति आदिका निरूपण करनेके लिये सूत्रकारने "पुढवीकाइयाणं" इत्यादि सूत्र कहा है। इसमें उन्होंने पृथिवीकायादिककी स्थिति आदिका प्रश्नोत्तर पूर्वक कथन किया है। गौतमस्वामीने जब भगवान्से उनकी आयुविषयक प्रश्न किया तब भगवान्ने उनसे कहा कि हे गौतम! पृथिवीकायिक जीवोंकी आयु जघन्यसे अन्तरमुहूर्तकी है और उत्कृष्टसे बाईस २२ हजार वर्षकी है। अथवा अहोरात्र साठ घड़ीका होता है, उसके तीसवें हिस्से (भाग)को मुहूर्त्त कहते हैं। अर्थात् दो घड़ीको मुहूर्त्त कहते हैं। एक घडीके साठ

---

વિશેષતા એટલી જ છે કે જેની જે સ્થિતિ હોય તે કહેવી જોઇએ. તેમના ઉચ્છ્વાસ કાળનું પ્રમાણ કેટલું છે તે જાણી શકાય તેમ નથી. તેથી તેને વિવિધ પ્રકારનું કહેવામાં આવેલ છે.

ટીકાર્થ—ભવનપતિયોની સ્થિતિ આદિનું નિરૂપણ કરીને હવે સૂત્રકાર દંડકક્રમઅનુસાર પૃથિવીકાયિક આદિ જીવોની સ્થિતિ આદિનું "पुढवी काइयाणं" ઇત્યાદિ સૂત્રો દ્વારા નિરૂપણ કરે છે. તેમાં તેમણે પૃથ્વીકાય આદિની સ્થિતિ વગેરેનું પ્રશ્નોત્તર દ્વારા વર્ણન કર્યું છે. ગૌતમ સ્વામીએ જ્યારે તેમના આયુષ્યકાળ બાબત પ્રશ્ન પૂછયો ત્યારે ભગવાને તેમને જવાબ આપ્યો કે હે ગૌતમ ! પૃથ્વીકાયિક જીવોનું આયુષ્ય ઓછામાં ઓછું અન્તમુહૂર્તનું અને વધારેમાં વધારે બાવીસ હજાર વર્ષનું હોય છે. ૪૮ પળ જેટલા કાળને એક

गन्तव्यम् । तथोक्तम्—

"सण्हा१ य सुद्ध१२ वालु य १४, मणोसिला१६ सक्करा१८ य खर पुढवी२२।
एगं वारस चोदस सोलस अट्ठार बावीसा" ॥ इति ॥

छाया—श्लक्ष्णा च शुद्धा वालुका मनः शिला शर्करा च खरपृथिवी।
एकं द्वादश चतुर्दश षोडश अष्टादश द्वाविंशतिः" ॥ इति।

पुनः पृच्छति—'पुढवीकाइयाणं भंते!' पृथिवीकायिकाः खलु भदन्त! 'केवइ-कालस्स' कियत्कालेन 'आणमंति वा' आनन्ति वा 'पाणमंति वा' प्राणन्ति वा?

---

६० पल होनेसे यह (मुहूर्त) एकसौवीस (१२०) पलका होता है। शास्त्रोक्त स्तोक लव आदिके मापसे सतहत्तर (७७) लवका एक मुहूर्त होता है यह मुहूर्त वर्तमानकालीन घटीयन्त्र (घड़ियाल)के मापसे अड़तालीस ४८ मिनिट परिमित काल एक मुहूर्त कहलाता है। उसमें यदि एक समय आदि की न्यूनता हो तो वह कालमुहूर्त के भीतर होने के कारण एक अन्तर्मुहूर्त कहा जाता है। बाईसहजार वर्षकी जो उत्कृष्ट स्थिति पृथिवीकायिक जीवोंको कही गई है। वह खरपृथिवीकी अपेक्षासे कही गई है।

कहा भी है—

"सण्हा य सुद्ध १२ वालु य १४, मणोसिला १६ सक्करा १८ य खर पुढवी२२।
एगं बारस चोदस सोलस अट्ठार बावीसा" ॥ इति।

श्लक्ष्ण–सूक्ष्म–पतली, शुद्ध–काममें नहीं लाई गई मिट्टी, वालुका, मनः-शिला, शर्करा, और खरपृथिवी, इन छह पृथिवियोंकी स्थिति क्रमशः एक हजार, बारह हजार, चौदह हजार, सोलह हजार, अठारह हजार और बावीस हजार है।

---

મુહૂર્ત કહે છે. જો તેમાં એક સમયની પણ ન્યૂનતા હોય તો તે કાળને અન્ત મુહૂર્ત કહે છે, કારણ કે તે કાળ એક મુહૂર્તથી ઓછો હોય છે. પૃથ્વીકાયિક જીવોની બાવીસ હજાર વર્ષની જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે તે ખરપૃથિવીની અપેક્ષાએ કહેલ છે. કહ્યું પણ છે—

"सण्हा य सुद्ध१२ वालुय१४, मणोसिला१६ सक्करा१८ य खर पुढवी२२।
एगं बारस चोदस सोलह अट्ठार बावीसा" ॥ इति।

શ્લક્ષ્ણ–સૂક્ષ્મ–બારીક, શુદ્ધ–ઉપયોગમાં ન લેવાયેલી માટી, વાલુકા (રેતી), મનઃ શિલા, શર્કરા, અને ખરપૃથિવી, એ છ પૃથિવીકાયોની સ્થિતિ અનુક્રમે એક હજાર, બાર હજાર, ચૌદ હજાર, સોળ હજાર, અઢાર હજાર અને બાવીસ હજાર વર્ષની હોય છે.

उत्तरमाह-'गोयमा' हे गौतम! 'वेमायाएत्ति' विमात्रया-वि=विषमा अथवा वि=विविधाः मात्राः कालविभाग इति विमात्रा, तया विमात्रया। 'आणमंति वा' आनन्ति वा 'पाणमंति वा' प्राणन्ति वा पृथिवीकायिकजीवानां श्वासादि क्रिया विमात्रा विषमकालवतीभवति, इयत्कालेनभवति श्वासादि क्रियेत्येवं रूपेण निरूपयितुमशक्यत्वात्। 'पुढवीकाइयाणं भंते' पृथिवीकायिकाः खलु भदन्त 'आहारट्ठी' आहारार्थिनः? किम् आहाराभिलाषिणः सन्ति? उत्तरमाह-'हंता आहारट्ठी' हन्त आहारार्थिनः सन्ति, पुनः पृच्छन्ति-'पुढवीकाइयाणं भंते' पृथिवीकायिकानां भदन्त! 'केवइकालस्स' कियत्कालेन 'आहारट्ठे' आहारार्थः=आहाराभिलाषः 'समुप्पज्जइ' समुत्पद्यते? उत्तरमाह-'गोयमा!' हे गौतम! 'अणुसमयं'

**पुनः गौतमस्वामीने जब प्रभु से पृथिवीकायिक जीवों के श्वासोच्छ्वास के विषय में प्रश्न किया तब प्रभुने इनकी श्वासोच्छ्वास क्रिया को विषयकालवती कहा। क्यों कि उनकी वह क्रिया इतने काल में होती है इस रूप से निरूपित करने में नहीं आसकती है। इसलिये इसको विमात्रा से कहा गया है। विषमअथवा विविध जो मात्रा-कालविभाग वह विमात्रा है। इस विमात्रा से यह श्वासोच्छ्वास लेते हैं।**

**पृथिवीकायिक जीवों को आहारभिलाषा के उत्पन्न होने के विषय में जो प्रभुने गौतमस्वामी को समझाया है और उस विषय में "हंता-आहारट्ठी" ऐसा कहा है सो इस विषय पर यह प्रश्न होना स्वाभाविक है कि उन्हें कितने काल के बाद आहार की अभिलाषा उत्पन्न होती है? तब प्रभुने उन्हें कहा कि यह आहार की अभिलाषा उन्हें प्रतिसमय**

ગૌતમ સ્વામીએ પ્રભુને પૃથિવીકાયિક જીવોના શ્વાસોચ્છવાસના વિષયમાં પ્રશ્ન પૂછ્યો ત્યારે પ્રભુએ તેમની શ્વાસોચ્છ્વાસની ક્રિયાને વિષમ કાળવાળી કહી છે કારણ કે તેમની તે ક્રિયા કેટલા કાળમાં થાય છે તેનું નિરૂપણ કરવું શક્ય નથી. તેથી તેને વિમાત્રાવાળી કહી છે. વિષમ અથવા વિવિધ જે માત્રા-કાળ વિભાગ-તેને વિમાત્રા કહે છે. આ વિમાત્રાએ-વિવિધ કાળ વિભાગે-તેઓ શ્વાસોચ્છ્વાસ લે છે.

પૃથિવીકાયિક જીવોને આહારની અભિલાષા ઉત્પન્ન થવા બાબત ગૌતમ સ્વામીએ જે પ્રશ્ન પૂછયો છે તેના જવાબરૂપે ભગવાને તેમને સમજાવ્યું છે "हंता आहारट्ठी"-"હા, તેમને આહારની ઇચ્છા થાય છે." તો તેના અનુસંધાનમાં એ પ્રશ્ન ઉદ્દભવવો સંભવિત બને છે કે તેમને કેટલા કાળને આંતરે આહાર લેવાની ઇચ્છા થાય છે. તેના જવાબમાં પ્રભુએ તેમને સમજાવ્યું છે

अनुसमयं=प्रतिसमयं 'अविरहिए' अविरहितं=विरहवर्जितं निरन्तरम् 'आहारट्ठे' आहारार्थः 'समुप्पज्जइ' समुत्पद्यते। पुनः पृच्छति-'पुढवीकाइयाणं भंते' पृथिवीकायिकाः खलु भदन्त! 'किं आहारं आहारेंति' कमाहारमाहरन्ति=किं प्रकारकमाहारं गृह्णन्तीति प्रश्नः। उत्तरमाह-'दव्वओ जहा नेरइयाणं' द्रव्यतः यथा नैरयिकाणां, इत्यतिदेशात् नैरयिकवद्वाच्यम्। तत्र द्रव्यतः पृथिवीकायिकाः 'अणंतपएसियाइं' अनन्तप्रदेशिकान्=अनन्तप्रदेशयुक्तान् पुद्गलान् आहरन्ति, 'खेत्तओ असंखेज्जपएसो गाढाइं' क्षेत्रतोऽसंख्येयप्रदेशावगाढानि, क्षेत्रतोऽसंख्येय प्रदेशावगाहितपुद्गलानाहरन्ति। कालतो जघन्यमध्यमोत्तमस्थितिषु यां कामपि स्थितिमाश्रित्यस्थितानाम्-आहारयोग्यस्कन्धपरिणामेनावस्थितानां 'भावओ' भावतो-वर्णगन्धरसस्पर्शवतां पुद्गलानामाहारं कुर्वन्ति, इत्याद्यारभ्य सर्वं नैरयिकवदेव प्रज्ञापनासूत्रस्याष्टाविंशतितमस्यपदस्यप्रथमे आहारोद्देशे यथा कथितं

---

विना किसी विलम्ब के उत्पन्न होती रहती है। ऐसा एक भी समय नहीं जाता कि जिससें उन्हें आहार की अभिलाषा न बनी रहती हो। ये किस प्रकार का आहार करते हैं? इसका उत्तर प्रभुने यह दिया कि द्रव्य की अपेक्षा ये नारक जीवों की तरह अनन्तप्रदेशयुक्त पुद्गलों का आहार करते हैं, क्षेत्र की अपेक्षा असंख्यातप्रदेशावगाही पुद्गलों का आहार करते हैं, काल की अपेक्षा जघन्य, मध्यम और उत्कृष्ट इनस्थितियों में से किसी भी स्थिति में स्थित ऐसे आहारयोग्य परिणामवाले पुद्गलों का आहार करते हैं, तथा भाव की अपेक्षा वर्ण, रस, गंध, स्पर्श इन चार गुणवाले पुद्गलों का आहार करते हैं। यह विषय प्रज्ञापना सूत्र के अट्ठाइसवें पद के प्रथम अहारोद्देश में कहा गया है। सो उसी माफिक

---

કે તેમને પ્રતિસમય કોઈ પણ જાતના વિલમ્બ વિના આહારની ઇચ્છા થયા કરે છે. એવો એક પણ સમય વ્યતીત થતો નથી કે જ્યારે તેમને આહારની ઇચ્છા ઉત્પન્ન ન થતી હોય. તેઓ કેવા પ્રકારનો આહાર કરે છે? ભગવાને તે પ્રશ્નનો આ પ્રમાણે જવાબ દીધો-દ્રવ્યની અપેક્ષાએ તેઓ નારક જીવોની જેમ અનંત પ્રદેશવાળાં પુદ્ગલોનો આહાર કરે છે, ક્ષેત્રની અપેક્ષાએ અસંખ્યાત પ્રદેશાવગાહી પુદ્ગલોનો આહાર કરે છે, કાળની અપેક્ષાએ જઘન્ય, મધ્યમ, અને ઉત્તમ એ સ્થિતિમાંની કોઇ પણ સ્થિતિવાળાં આહારયોગ્ય પરિણામવાળાં પુદ્ગલોનો આહાર કરે છે, તથા ભાવની અપેક્ષાએ વર્ણ, રસ, ગંધ, અને સ્પર્શ એ ચાર ગુણોવાળાં પુદ્ગલોનો આહાર કરે છે.

આ વિષયનું નિરૂપણ પ્રજ્ઞાપના સૂત્રના ૨૮માં પદના પહેલા આહારોદ્દેશમાં કરવામાં આવ્યું છે. તો તે પ્રમાણે અહીં પણ સમજવાનું છે. ત્યાં તે કથન

तद्वदेव इहापि बोध्यम्। 'जाव' यावत् 'निव्वाघाएणंछद्दिसिं' निर्व्याघातेन षड्दिशम्, यदि व्याघातो न भवेत्तदाषट्स्वपि दिक्षु आहारो भवति, आहार व्याघातश्चलोकान्तस्य निष्कुटेष्वेव विदिशास्वेव=कोणेषु इति यावत् संभवति नान्यत्राहार व्याघातः; अतः व्याघातरहितस्थले षट्सु दिक्षु पूर्वपश्चिमोत्तरदक्षिणोर्ध्वाधोरूपासु आहारं कुर्वन्ति पृथिवीकायिकजीवा इति। पूर्वपश्चिमदक्षिणोत्तर चतुर्दिग्भागेस्थितान् पुद्गलान् तथा उर्ध्वमधः स्थितांश्च पुद्गलान् आहारार्थंते पृथिवीकायिक जीवा गृह्णन्तीति भावः। षण्णामपि दिग् विभागानामेवं यन्त्रं भवति-

| | | |
|---|---|---|
| | १ पूर्व | |
| ३ उत्तर | ५ ऊर्ध्व<br>६ अधः | ४ दक्षिण |
| | २ पश्चिम | |

यहाँ भी समझ लेना चाहिये। वहाँ वह कथन नारकों के आहार के विषय में कहने में आया है। यही बात यहां सूत्रकारने 'जहानेरइयाणं' पद द्वारा कही है। 'जाव निव्वाघाएणंछद्दिसिं' व्याघात न हो तो छहों दिशाओं के पुद्गलों का आहार होता है। आहार का व्याघात लोकान्त के निष्कुटों-कोनों में संभवित होता है-इनके सिवाय अन्य स्थानों में नहीं। इसलिये व्याघातरहित स्थल में छह दिशाओं में से-पूर्व, पश्चिम, उत्तर, दक्षिण, ऊर्ध्वदिशा और अधोदिशा इनमें में से ये पृथिवीकायिक जीव आहार ग्रहण करते हैं। तात्पर्य यह है कि इन छह दिशाओं में रहे हुए आहारयोग्य पुद्गलों को ये पृथिवीकायिक जीव आहारार्थ ग्रहण करते हैं। छह दिग्विभागों का यंत्र ऐसा है—

નારકોના આહારના વિષયમાં કર્યું છે. એજ વાત સૂત્રકારે અહીં "जहा नेरइयाणं" પદ દ્વારા કહી છે. "जाव निव्वाघाएणं छद्दिसिं" વ્યાઘાત ન હોય તો છએ દિશાઓનાં પુદ્ગલોનો આહાર થાય છે. આહારનો વ્યાઘાત લોકાન્તના નિષ્કુટોમાં (ખૂણાઓમાં) પણ સંભવિત હોય છે-તેમના સિવાયનાં અન્ય સ્થાનોમાં નહીં. તેથી વ્યાઘાત રહિત સ્થળમાં છએ દિશાઓમાંથી (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉર્ધ્વદિશા અને અધોદિશામાંથી) એ પૃથિવી કાયિક જીવો આહાર ગ્રહણ કરે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે તે છ દિશાઓમાં રહેલાં આહાર યોગ્ય પુદ્ગલોને પૃથિવી કાયિક જીવો આહારાર્થે ગ્રહણ કરે છે. છ દિગ્વિભાગોનું યંત્ર આ પ્રકારનું હોય છે—

'वाघायं पडुच्च' व्याघातं प्रतीत्य, व्याघातमाश्रित्य अन्तरायमधिकृत्येत्यर्थः, 'सिय तिदिसिं' इत्यादि, व्याघातश्च लोकान्त निष्कुटेषु संभवति नान्यत्र। 'सिय तिदिसि' स्यात् त्रिदिशम् आश्रित्य तिसृषु दिक्षु स्थितान् पुद्गलान् आहाराय गृह्णन्ति, कथं? तत्राह-यदा पृथिवीकायिक जीवा अधस्तने उपरितने वा कोणे-स्थिता भवन्ति तदा अधः प्रदेशे अलोक एव भवति तथा पूर्वस्यां दक्षिणस्यां च दिशि अलोक एव भवति, एवं प्रकारेण तिसृणामपि दिशामलोकावृततत्वात्, तद-

| | | |
|---|---|---|
| | १ पूर्व | |
| ३ उत्तर | ५ अर्ध्व<br>६ अधः | ४ दक्षिण |
| | २ पश्चिम | |

व्याघात की अपेक्षासे अर्थात् अंतराय को लेकर के "सिय ति दिसिं" इत्यादिरूप से सूत्रकारने कहा है-जब यह बात है कि व्याघात निष्कुटों में ही संभव होता है, दूसरे स्थानों में नहीं, तब तीन दिशाओं में स्थित पुद्गलों के ये जीव आहार के लिये ग्रहण करते हैं वह इस प्रकारसे है-जब पृथिवीकायिक जीव नीचेके कोने में अथवा ऊपरके कोने में स्थित होते हैं तब अधः प्रदेश में अलोक ही रहता है तथा पूर्वदिशा में और दक्षिणदिशा में भी अलोक रहता है। इस तरह तीनों दिशाएँ जब अलोकसे आवृत (ढकी) रहती हैं तब अलोकसे आवृत रहने

| | | |
|---|---|---|
| | પૂર્વ ૧ | |
| ઉત્તર ૩ | ઉર્ધ્વ ૫<br>અધઃ ૬ | દક્ષિણ ૪ |
| | પશ્ચિમ ૨ | |

વ્યાઘાતની અપેક્ષાએ એટલે કે અંતરાયની દૃષ્ટિએ "सियतिदिसिं" ઇત્યાદિ રૂપે સૂત્રકારે કહ્યું છે-"વ્યાઘાત નિષ્કુટોમાં (ખૂણાઓમાં) જ સંભવિત થાય છે, બીજાં સ્થાનોમાં નહીં" આમ હોવાથી ત્રણ દિશાઓમાં રહેલાં પુદ્‌ગલોને તે જીવો આહારાર્થે ગ્રહણ કરે છે. કેવી રીતે? એ હવે સમજાવવામાં આવે છે-જ્યારે પૃથિવી કાયિક જીવ અધસ્તન ખૂણામાં અથવા ઉપરિતન ખૂણામાં રહેલ હોય છે ત્યારે અધઃપ્રદેશમાં અલોક જ રહે છે, તથા પૂર્વદિશા અને દક્ષિણ-દિશામાં પણ અલોક રહે છે. આ રીતે ત્રણે દિશાઓ જ્યારે અલોકથી આવૃત

न्यासु तिसृषु दिशास्वेव पृथिवीकायिकजीवानामाहारग्रहणं भवति। एवमेवोपरितनकोणेपि वक्तव्यम्, अर्थात्–तत्रापि तिसृणां दिशामलोकेनावृततत्वात्, अवशिष्ट दिक्त्रये एवाहार ग्रहणं भवति। 'सिय चउदिसिं' स्याच्चतुर्दिशं–चतसृषु दिक्षु यदा अधउपरि उभयत्राप्यलोको भवेत् तदा चतसृषु दिक्षु आहाराय पुद्गलान् गृह्णन्ति ते जीवाः। 'सिय पंचदिसिं' स्यात् पञ्चदिशम्–पञ्चसु दिक्षु यदा पुनः पूर्वादीनां षण्णां दिशामन्यतमस्यामलोको भवेत् तदा पञ्चसु दिक्षु आहारार्थं पुद्गल ग्रहणं कुर्वन्ति। अथ वर्णादिकमपेक्ष्य पृथिवीकायिकाः कीदृशान् पुद्गलान् आहारतया गृह्णन्तीत्याशङ्कायामाह—'वण्णओ' इत्यादि। ते पृथिवीकायिका जीवाः

---

के कारण इन दिशाओं से भिन्नदिशाओं में ही पृथिवीकायिक जीव आहार ग्रहण करते हैं। इसी प्रकार से उपरितन कोने में स्थित रहता है तब अधःप्रदेश में अलोक ही होता है तथा पूर्वदिशा और दक्षिणदिशा में भी अलोक रहता है। इस तरह तीनों दिशाओंको अलोकसे आवृत होने के कारण तदन्य तीनों दिशाओं में ही पृथिवीकायिक जीवों का आहार ग्रहण होता है। "सियचउदिसिं" जब अधः उपरि दोनों ही जगह अलोक होता है तब चारों दिशाओं में रहे हुए पुद्गलों को आहार के लिये वे जीव ग्रहण करते हैं। "सिय पंचदिसिं" जब पूर्वादिक छह दिशाओं में किसी एक दिशा में अलोक होता है तब वे जीव पांच दिशाओं में रहे हुए पुद्गलों को आहार के लिये ग्रहण करते हैं। अब सूत्रकार यह बतलाते हैं कि ये पृथिवीकायिक जीव वर्णादिक की अपेक्षा से कैसे पुद्गलों का आहाररूप से ही ग्रहण करते हैं सो कहते हैं–

---

(वींटળાયેલ) રહે છે ત્યારે અલોકથી આવૃત રહેવાને કારણે તે દિશાઓ સિવાયની દિશાઓમાંથી જ પૃથિવી કાયિક જીવો આહાર ગ્રહણ કરે છે. એજ પ્રમાણે ઉપરિતન ખૂણામાં પણ સમજવું. એટલે કે જ્યારે પૃથિવી કાયિક જીવ ઉપરિતન ખૂણામાં (નિષ્કૂટમાં) રહેલ હોય છે ત્યારે અધ.પ્રદેશમાં અલોક જ હોય છે. તથા પૂર્વ અને દક્ષિણ દિશામાં પણ અલોક હોય છે. આ રીતે તે ત્રણે દિશાઓ અલોકથી આવૃત હોવાને કારણે તે સિવાયની ત્રણે દિશાઓમાંથી જ પૃથિવી કાયિક જીવોનો આહાર ગ્રહણ થાય છે. "સિય ચઉદ્દિસિં" જ્યારે નીચે અને ઉપર, એ બન્ને જગ્યાએ અલોક હોય છે ત્યારે ચારે દિશાઓમાં રહેલા પુદ્ગલોને તે જીવો આહારને માટે ગ્રહણ કરે છે. "સિય પંચ દિસિં" જ્યારે પૂર્વ આદિ છ દિશાઓમાંની કોઈ એક દિશામાં અલોક હોય છે ત્યારે તે જીવો પાંચ દિશાઓમાં રહેલાં પુદ્ગલોને આહારને માટે ગ્રહણ કરે છે. હવે સૂત્રકાર એ બતાવે છે કે વર્ણ આદિની અપેક્ષાએ પૃથિવી કાયિક જીવો

'वण्णओ' वर्णतः=वर्णमपेक्ष्य 'कालनीलपीयलोहिय सुकिल्लाइं' काल-नील-पीत-लोहित-शुक्लाम्-कालादिवर्णपञ्चकोपेतान् पुद्गलान् आहरन्ति। गन्धमाश्रित्याह-'गंधओ' गन्धतः-गन्धापेक्षया 'सुरभिगंधाइं' सुरभिगन्धादिकम्=सुरभिदुरभिगन्ध-युक्तान् आहरन्ति। रसमाश्रित्याह-'रसओ' रसतः=रसापेक्षया 'तित्ताइं' तिक्ता-दिकम्-तिक्तकटुकपायाम्लमधुररूप-रसपञ्चकम्-पञ्चरसोपेतान् पुद्गलान् आहरन्ति। स्पर्शमाश्रित्याह-'फासओ' स्पर्शतः=स्पर्शापेक्षया 'कक्खडाइं' कर्कशादिकम्-कर्कश-मृदु-गुरु-लघु-शीतोष्ण-स्निग्ध-रूक्षरूपअष्टस्पर्शयुक्तान् पुद्गलान् आहरन्ति पृथिवीकायिक जीवा इति। 'सेसं' शेषं कथितावशिष्टं 'तहेव' तथैव यथा नारकाणां तथा पृथिवीकायिकानामपि विज्ञेयम्। तथाहि-"जाइं भंते! लुक्खाइं आहरेंविताइं किं पुट्ठाइं अपुट्ठाइं? जाइं पुट्ठाइं ताइं किं ओगाढाइं अणोगाढाइं"

वर्ण की अपेक्षा से ये पृथिवीकायिक जीव कालनील आदि पांचों वर्णो से युक्त पुद्गलों का आहार करते हैं। गंध की अपेक्षा से-सुरभिदुरभि गंध से युक्त, रस की अपेक्षा से--तिक्त, कटुक, कपाय, अम्ल और मधुर इन पांच प्रकार के रसों से युक्त, स्पर्श की अपेक्षा से-कर्कश, मृदु, लघु, शीत, उष्ण, स्निग्ध और रूक्ष इन आठ प्रकार के स्पर्श से युक्त पुद्गलों का आहार करते हैं। सेस-इनके आहार के विपय में कथन से जो बाकी बचा है वह 'तहेव' जैसा नारकजीवों के प्रकरण में नारकों के आहार के विपय में कहा गया है वैसा ही इनके आहार के विषय में जानना चाहिये। वह इस प्रकार से है "जाइं भंते! लुक्खाइं आहारेंति ताइं किं पुट्ठाइं अपुट्ठाइं? जाइं पुट्ठाइं ताइं किं ओगाढाइं अणोगाढाइं" इत्यादि। हे भदन्त! जिन रूक्ष आहार पुद्गलों को ये आहाररूपसे ग्रहण

કેવાં પુદ્ગલોને આહારરૂપે ગ્રહણ કરે છે? વર્ણની અપેક્ષાએથી આ પૃથિવીકા-યિક જીવો કાલ નીલ આદિ પાંચે વર્ણોયુકત પુદગલોનો આહાર કરે છે.

ગંધની અપેક્ષાએ સુગંધ યુક્ત અને દુર્ગંધ યુક્ત, રસની અપેક્ષાએ તિક્ત, કડવો, કષાય, ખાટો અને મધુર એ પાચ રસથી યુક્ત, સ્પર્શની અપે-ક્ષાએ કર્કશ, મૃદુ, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, અને રૂક્ષ, એ આઠ પ્રકારના સ્પર્શવાળાં પુદ્ગલોનો આહાર પૃથિવી કાયિક જીવો કરે છે. 'सेस' તેમના આહારના વિષયમાં જે કથન કર્યું છે તે સિવાયનું બધું કથન "तहेव" નારક જીવોના પ્રકરણમાં નારક જીવોના આહારના વિષયમાં કહ્યા પ્રમાણે જ સમજવું. તે કથન આ પ્રમાણે છે—"जाइं भंते! लुक्खाइं आहारेंति ताइं किं पुट्ठाइं अपुट्ठाइं? जाइं पुट्ठाइं ताइं किं ओगाढाइं अणोगाढाइं" ઇત્યાદિ.

હે ભદન્ત! જે રૂક્ષ આહાર પુદ્ગલોને તેઓ આહાર રૂપે ગ્રહણ કરે છે તે રૂક્ષ આહાર પુદ્ગલો આત્મ પ્રદેશોની સાથે સ્પૃષ્ટ હોય છે કે અસ્પૃષ્ટ હોય છે? એટલે કે આત્મપ્રદેશોની સાથે સ્પૃષ્ટ રૂક્ષ આહાર પુદ્ગલોને તેઓ આહાર-

इत्यादि। हे भदन्त! यान् आहारपुद्गलान् रूक्षान् आहरन्ति तान् पुद्गलान् किम् आत्मप्रदेशैः स्पृष्टान् अस्पृष्टान् वा, यदियान् आत्मप्रदेशैः स्पृष्टान् पुद्गलान् गृह्णन्ति तान् पुद्गलान् अवगाढान् अनवगाढान् वा, इत्यादिकं सर्वं पूर्ववदेव एकादशसूत्रोक्त-नारकप्रकरणवदेव बोध्यम्, 'णाणत्तं' इति=नानात्वमिति भेदोविशेष इति यावत्, नारकापेक्षया आहारविषये पृथिवीकायस्य विशेषो विद्यते, सच विशेषोऽयम्–'कइभागं' इत्यादि।

'कइभागं' कतिभागमाहारम् 'आहरेंति' आहरन्ति, 'कइभागं' कतिभागं

---

करते हैं वे रूक्ष आहार पुद्गल आत्मप्रदेशों के साथ स्पृष्ट होते हैं या अस्पृष्ट होते हैं? अर्थात् आत्मप्रदेशों के साथ स्पृष्टरूक्ष आहार पुद्गलों को आहाररूप से ये ग्रहण करते हैं या आत्मप्रदेशों के साथ अस्पृष्ट हुए आहारपुद्गलों को आहाररूप से ग्रहण करते हैं? यदि आत्मप्रदेशों के साथ स्पृष्ट हुए जिन आहारपुद्गलों को ये आहाररूप से ग्रहण करते हैं तो पुनः यह प्रश्न होता है कि वे आत्मप्रदेशों के साथ स्पृष्ट पुद्गल अवगाढ होते हैं या अनवगाढ होते हैं? अवगाढ का मतलब आत्मप्रदेशों के साथ एक क्षेत्रावगाही होना है। इत्यादि समस्त पहले की तरह ही अर्थात् ११वें सूत्र में कथित नारक प्रकरण की तरह ही जानना चाहिये।

"णाणत्व" इस शब्द का अर्थ, भेद है। इसका तात्पर्य यह है कि नारक की अपेक्षा पृथिवीकायिक जीव के आहार के विषय में भेद है और वह इस प्रकार से है–गौतमस्वामी ने जब प्रभु से यह प्रश्न किया कि हे भदन्त! पृथिवीकायिक जीव कितने भाग का आहार करते हैं

---

રૂપે ગ્રહણ કરે છે કે આત્મપ્રદેશોની સાથે અસ્પૃષ્ટ આહાર પુદ્‌ગલોને તેઓ આહારરૂપે ગ્રહણ કરે છે? જો તેઓ આત્મપ્રદેશોની સાથે સ્પૃષ્ટ એવાં આહાર પુદ્‌ગલોને ગ્રહણ કરતા હોય તો પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે તે આત્મ-પ્રદેશોની સાથે સ્પૃષ્ટ પુદ્‌ગલો અવગાઢ હોય છે કે અનવગાઢ હોય છે? અવ-ગાઢ એટલે આત્મપ્રદેશોની સાથે એક ક્ષેત્રાવગાહી એવો અર્થ થાય છે. ઇત્યાદિ સમસ્ત વક્તવ્ય ૧૧માં સૂત્રમાં કહેલાં નારક પ્રકરણ પ્રમાણે જ સમજવું.

"णाणत्व" એટલે ભેદ. તેનું તાત્પર્ય એ છે કે નારકજીવો કરતાં પૃથિવી-કાયિક જીવોના આહારના વિષયમાં ભેદ રહેલો હોય છે. તે ભેદ આ પ્રમાણે છે–ગૌતમ સ્વામીએ પ્રભુને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો કે–હે ભદન્ત! પૃથિવી કાયિક

